

# મારૂં ઝુંપડું ક્યું?

11/1900 ર।

રચનાર—લેહેરી.



મુંબઈ.

કાલબાદેવી રોડ ઉપર આવેલા
લેહેરી પ્રીંટીંગ વર્કસમાં છાપ્યું છે.
સને ૧૯૦૭

૭૩૦૪

# મારૂં ઝુંપડું ક્યું?

## ઝુંપડાની ઝહેમતની એક રમુજ કહાણી.

"કેમ રાણી સાહેબ, આજ મ્હોં ચ્હડયું છે? આજ અમારાપર કંઇ ગુસ્સે થયા છો શું? કંઇ બોલતાં નથીને શું?" ઘરના કામકાજમાંથી પરવારીને શયનગૃહમાં મારી પ્રિય પત્નિ આવતાં પલંગપર બેઠાં બેઠાંજ મેં મુખ મલકાવીને પુછ્યું.

"મુવા તમારા રાણી સાહેબ! બાળો એ નામ!" છણકો કરી પલંગની સામે પડેલી ખુરસીએ બેસતાં મારી પ્રિયા ગુસ્સામાં ગાજી ઉઠી!

"કેમ, કેમ? આજ આમ કેમ? વળી ભૂત ભરાયું છે શું?" મેં હસતાં હસતાં પુછ્યું.

"હા! અમને ભુતે ભરાય ને બધુંએ થાય!" મારી પ્રિયાનો ઉભરો બહાર નીકળવા માંડયો—"આ તે શો જુલમ! બળ્યો અમારો અવતાર! એના

કરતાં તો મરવું ભલું ! હમે બઇરાંઓ તે કંઈ મા-
ણુસમાં છઇએ ?"

"પણ છે શું તે કંઈ ખબર પડે ?" મેં જરા
ગંભીર થઇને પુછ્યું.

"આ તમને તો બસ 'રાણી સાહેબ આમ'
ને 'રાણી સાહેબ તેમ' એવું મોઢે બોલતાં આ-
વડે, બાકી કંઇ નહીં, ને જરાક કંઇ કહ્યું એટલે
હસ્યા, એટલે થઇ ચુક્યું !" મહારી પ્રિયાએ
ગુસ્સામાં જણાવ્યું—"હું તો હવે તમારાથી હારી !
બળ્યું આજ બબે વરષ થયાં કહી કહીને મારી તો
જીભના કુંચાએ વળી ગયા પણ કોણ જાણે તમા-
રી તો કંઇ આંખજ ઉઘડતી નથી ! રોજ 'કાલે'
અને 'પરમ દહાડે' તેમજ 'જોઇશું અને કરીશું',
એટલા બોલો બસ, મોઢામાંથી જતાજ નથી !
હવે તો સાંભળી સાંભળીને મારા કાનના કોડીયાં
થઈ ગયા, પણ તમારી જીભ દૂખતી નથી, અને
તમારી એ 'કાલ' કંઇ ઉજ્જેસકાર પણ કરતી
નથી ! વહ.લા મુઇ મરકીએ આટલો બધો ઘાણ
કહાડવા માંડયો, અને આખો ભુલેસરનો લતો ખાલી
ખમ થઈ ગયો, પણ તમને ભુલેસરમાંથી નીકળ-
વાનું મન થતુંજ નથી ! આખો દહાડો 'રામ
બોલો ભાઇ રામ' ની બુમો ને લોકોના છાતી કુટી

નાંખે એવો રડવાનો અવાજ સાંભળીને મારો તો જીવ ઉડી જાય છે! તમારે શું છે? તમે તો જમીને આખો દહાડો હાફીસમાં જાઓ એટલે પછી તમને અમારી ચીંતા શા માટે હોય! બીહીક પણ કેટલી રહેવાય! ગામના આટલા બધા લોકો ઘર ખાલી કરીને બહાર ઝુંપડાઓમાં જઇ રહ્યાં તે બધાં મુરખજ હશે! અને ડહાપણ તો ફક્ત આ-પણા ઘરમાંજ ભરાયું છે! વિચાર તો કરો! આપણા પહેલા માળવાળા જમના કાકીને પણ રહેવા ગયાને લગભગ મહીનો દહાડો થવા આવ્યો, તોપણ હજી તમને તો "વિચાર કરીશું!" અરે, બળ્યો એ વિચાર! બસ હવે હું માનનારજ નથી! કાલે ને કાલે જઇને કોઇ જગ્યા શોધી કહાડી અહીંથી જવાની સઘળી તઇયારી કરવાનું કબુલ કરો, નહીતો આજે મારે સુવુંએ નથી!"

આ મોટું ભાષણ સાંભળીને આપણે તો તદન સ્તબ્ધજ બની ગયા, ને હવે શું જવાબ આપવો તેના વિચારમાં અથડાવા લાગ્યા. થોડી વારે કંઈ નિશ્ચયપર આવતાં તેણીને શાંત પાડવા મેં ધામેથી કંહ્યું—"વહાલી, તું તો સમજુ છે ને! જરા આપણી સ્થિતી કેવી છે તેનો તો કંઇ વિચાર કર! તું કહે છે કે બધા ગયા તો શું ભુલેશ્વરના લત્તામાં

આપણે એકલાંજ રહ્યાં છીએ ? બીજાં ઘણાં બિચારાં ગરીબો પડ્યાં છે ને ? શું કરે ? જેમનામાં બહારગામના બેવડા ખરચો કરવાની શક્તિ હતી તેઓ ગયા ! પણ જેમનું ગજુ નહીં તેમને તે એ ખરચો કેમ પાલવે ? એ તો લાંબા સાથે ટુંકો જાય, મરે નહીં તો માંદો થાય ! કંઇ મોટાના ઘર જોઈને આપણાં ઝુપડાં તોડી પડાય છે ?"

"બસ, અમે કંઇ કહીએ એટલે તમને જવાબ આપો આપતાં આવડે છે ! બળ્યા, અમે બૈરાંઓ જ એવાંજ છીએ કે તમને ખરચ કરાવ્યા કરીએ ! અમે બૈરાંજ લડાકાં, બૈરાંજ ખરચાળ, બૈરાંજ દેખાદેખી કરનારાં, બૈરાંઓજ રડીને ગળે પડનારાં ને જેવા કહો તેવાં ! હવે તો મરીએ તોજ છુટાએ !" આમ કહેતાં ટેબલપર કોણી ટેકવી હથેળી પર માથું મુકી મારી પ્રિયા નીચું મસ્તક કરી બેઠી. તેણીના આ વાગ્પ્રહારથી તો સુનમુન બની ગયા, ને થોડી વાર આપણે તો પલંગપર સ્તબ્ધ થઇ બેઠાજ રહ્યા. કંઇ કંઇ વિચારો મારા મનમાંથી પસાર થવા લાગ્યા. મેં ધાર્યું કે "જો મારી પ્રિયાની મરજી મુજબ કરીશ તો ગજા ઉપરાંત ખરચના ખાડામાં ઉતરવું પડશે અને ઉઠવેઠ કરી પડશે તે તો નફામાં ! પણ જો તેણીનું

કહેવું કબુલ નહી કરૂં તો તે એટલા બધા હઠપર આવી હતી કે હું ના પાડીશ તોપણ તેણી માનશે નહીં, ને આખી રાત પોતે પણ સુશે નહી ને એ ઘડી મને પણ નિરાંતે સુવા દેશે નહી, એટલે સવારે આપણે ભાણા ભેગા પણ થઈજ ચુકયા ! આવા વિચારોની મારામારમાં મારૂં મન તો મુંઝાઈ ગયું, પણ વહાલા વાંચનાર ! આ સ્થળે મારી પ્રિયાની પ્રકૃતિથી તમને કંઈક માહિતગાર કરવા જોઈએ. અમારા આ પીંજણ પ્રકરણની પછી પંચાત કરીશું.

મ્હારી પ્રિયા, મ્હારી સીતાનો સ્વભાવ જેટલો તીખો અને માની હતો, તેટલો પ્રેમાળ પણ હતો. તેણીનો મ્હારાપર નિષ્કપટ પ્રેમ હતો એમાં તો કંઈ શક જેવુંજ નહીં, તેણીનામાં ફકત ખોડ એટલીજ હતી કે તેણીએ પોતાના મનપર લીધેલી વાત પુરી કર્યા વગર તેણીને કદી પણ ચેન પડતુંજ નહીં. તેણીના સદગુણોપર હું પણ એટલો બધો ફીદા ફીદા હતો, ને તેણીને એટલી બધી ચાહતો હતો કે, તેણીના મુખમાંથી નીકળતો અરધો સુકન બજાવવાને પણ હું સદા તઈયાર રહેતો, એમ કહું તો તેમાં કંઈ હરકત જેવું નથી, ને એમ કબુલ કરવામાં મને જરા શરમ પણ લાગતી નથી

હું તેણીના મનના સઘળા કોડ ગમે તે ઉપાયે પુરા કરતો. હું એક કંપનીમાં નોકરી હતો ત્યાંથી દર માસે પોણુસો રૂપીઆનો પગાર લાવતો, તે હું તો પાધરો મારી સીતાને સોંપી દેતો ! ઘરમાં ખાનારાં તો જો કે અમે હુતો ને હુતીજ હતાં તોપણ મારા પગારના બધા રૂપીયા મારી પ્રિયા ખરચી નાંખતી હતી. તેણીનો ઉડાઉ ખરચ કંઇ ગાડી ઘોડા કે નોકર ચાકરમાં નહોતો થતો, પણ ખાવા પીવાનો તથા સારાં સારાં કપડાં પહેરવાનો તેણીને અનહદ શોખ હતો. તેણી ઘણી માયાળુ તેમજ ગૃહસંસારના કામમાં ચાલાક હોવાથી મને દરેક વાતે સુખ મળતું હતું, તેમજ અમારી પાછળ કોઇ સંતાન ખાનારૂં નહોતું, અને મ્હારી સીતાની ઉમર પણ ત્રીશેક વરષની હોવાથી હવે થવાની આશા પણ નહોતી, એટલે હું તેણીને ખરચ બાબત કંઇ બહુ કહેતો નહી. ઈશ્વરે આપણે રૂડી રૂપાળી સ્ત્રીનું સુખ આપ્યું, એટલે સંસાર સુખ ભોગવનાર મારા સરખા બીજા થોડાકજ હશે, એમ માની હું તો અભીમાન ધરાવતો, અને ગુસ્સામાં આવી કદાચ કોઇવાર મારી પ્રિયા મને કંઇ કહેતી તો તે પણ સહન કરતો, કેમકે હું સારી પેઠે જાણતો હતો કે તેણીનો ગુસ્સો કંઇ બહુ

વાર સુધી રહેતો નહી, અને જ્યારે ગુસ્સાનો આ-વેશ નરમ પડતો ત્યારે તેણી પોતાની ચાલ માટે અનહદ પશ્ચાતાપ કરતી, ને મારી ક્ષમા માગી મારા તરફ વધુ પ્રેમ દાખવતી હતી. આમ તેણીના રીસામણાંનો થોડી વારમાં અંત આવી જતો હતો. પણ આજના તેણીના ગુસ્સાનું જોર કંઇ વિશેષ હતું, એટલે સહજમાં તેણી માની જનાર નથી, એમ માની પલંગપરથી ઉઠીને તેણીની પાસે જઈ મેં ધીમેથી તેણીનો હાથ પકડયો કે—બ મ—મારી સીતાએ તો મારા હાથને એવા જોરથી હડસેલો માર્યો કે, હું ચાર પાંચ પગલાં પાછોજ હઠી ગયો. "હા કરીશ" એ વાક્ય કહ્યા વગર તેણીના મગજમાં ભરાયલો સંતાપ વાયુ કદી ઉતરનાર નથી, એમ ધારી પલંગપર ફરી બેસતાં મેં કહ્યું—"વહાલી આટલામાં તું આમ રીસાઇ શું જાય છે! અહો! એમાં તે શું મોટી વાત છે? તારી મરજી મુજબ કરવાને મેં કોઈ દીવસ પણ આનાકાની કરી છે? અહીં તો આવ! હવે કરીશ, બસ!"

ખરેખર! "કરીશ" એ શબ્દની કંઇ એવી રામબાણ અસર થઈ, ને તે હવા કાનમાં પ્રવેશ થતાંજ "હા! એ તો મને ખબર છે બધુ! વળી

કંઈ લાંબુ ભાષણ ચલાવવું હશે !" આમ કહેતાં મારી સીતા સહજ મોં મલકાવતી મારી પાસે પલંગપર આવી બેઠી. તેણીનો હાથ ખેંચતાં મેં પણ હસીને કહ્યું—"કાલે રવિવાર છે, એટલે સવારે વહેલો જમીનેજ જગ્યા જોવાને જઇશ, સમજી વહાલી ! મારા સાંભળવા પ્રમાણે ત્યાં તઈયાર ઝુંપડાંઓ ભાડેજ મળે છે, માટે તેમ જો એકાદ મળી જશે તો લખાવતોજ આવીશ ! કેમ ઠીકને મારી રાણી ? બોલ, હવે બીજો શો હુકમ છે ?"

"વળી તમારી એની એજ મશ્કરી કે ?" શરમાઇને મને સ્નેહથી આલિંગન કરતાં મારી પ્રિયા બોલી ઉઠી.

વાંચનાર ! સાક્ષાત પ્રભુનો અવતાર શ્રી રામચંદ્રજી તેમજ લક્ષ્મિ સ્વરૂપ સીતાજીને પણ બાર માસ વનવાસ રહેવો પડયો હતો, એટલે મારૂં નામ પણ રામલાલ હતું તેથી મને પણ પર્ણકુટીમાં રહ્યા વિના કંઇ છુટકો ? ટુંકમાં એતો મેં એક ઝુંપડું ભાડે લીધું, અને અમે રામ સીતાની જોડી એ પર્ણકુટીમાં વાસ કરવાને સંચર્યા.

વાત કરતાં એક અઠવાડીયું પસાર થઇ જતાં તો અમને જણાયોજ નહીં, અને અનાજ વગેરે

થોડાક દિવસો ચાલે એટલુંજ સીધું સામગ્રી અમે ઘેરથીજ લઈ ગયા હતા એટલે કંઈ અડચણ પડી નહીં, પણ પછી તો એક એક ચીજ થઈ રહેવા આવી. આજે ઘીચંદજીનો ઘાણુ નીકળી ગયો, તો કાલે ચોખાદાસજીએ ચટપટ જગાડી તો પરમ દહાડે દાળબાઈ--અહં--કરી ગયાં, એટલે સાકેરબાઈ જાણે કે હું રહી ગઈ તે તે રીસાઈ બેઠાં. આમ થતાં બધાની બરોબર તપાસ રાખીને એક દિવસ પહેલાંથી મારી સીતા મને કહેતી કે, “ આજ તો મેથી થઈ રહી છે, ને ઘાણા કાલનો દીવસ ચાલે એટલા છે! ચોખા પણ બે ચાર દહાડા ચાલશે, માટે સાથે સાથે એક ફેરે બધું લેતા આવજો!” એટલે આપણે તો રોજ સાંજના હોફીસથી વળતાં ખભે પોટલાં ઉંચકીને કંઈ નહીં ને કંઈ લાવવુંજ પડતું હતું.

આમ થોડા દિવસ જતાં પછી તો મને કંટાળો આવવા લાગ્યો. એક તો સવારના આઠ ન વાગ્યા હોય એટલામાં કુતરાની માફક ચાર પાચ કોળીઆ ખાઈને ગાડી ચુકી જવાની લાયપીટમાં સ્ટેશનપર જેમ તેમ કપડાં પહેરીને દોડધામ કરતા જવું. વળી દસ વાગ્યાથી ટેબલપર માથું નીચું ઘાલીને આખો દીવસ ગધા વહીતરૂં કરવું, ને સાંજના

પાંચ વાગ્યા, એટલે મ્હારા ઉત્પાતની ન પુછો વાત ! પછી એક તો મ્હારૂં ચિત્ત ચગડોળે ચ્હડતુ ! એક આંખ લખવામાં ને બીજી આંખ ઘડીયાળ તરફ રહેતી, અને તે વખતે મનમાં એવું લાગતું કે જો ઇશ્વરે ત્રીજી આંખ આપી હોત તો કેવું સારૂં થાત કે ક્યારેને સાહેબ ઓફીસમાંથી ઉઠે કે હું પણ સ્ટેશનનો રસ્તો લઊં તે માટે સાહેબ તરફ જોવાના કામમાં વાપરી હોત, પણ ઈશ્વરનાં સરજેલાં કોઇ પણ પ્રાણીને માત્ર બેજ આંખ આપેલી છે તો હું તે વળી કયા દેવનો માનીતો દીકરો થઈ આવ્યો કે મ્હને ત્રણ આંખ હોય ? એટલે લાચારીએ તેટલું કામ કાનને સોંપવું પડતું ! દાદરપર સાહેબના બુટનો અવાજ સંભળાયો કે મારી ઉતાવળની વાતજ નહીં ! જેમ તેમ ઉંધું ચતું કરી નાખવા માંડવું, પણ કરમસંજોગે સાહેબ પણ એવો માથાનો મળ્યો હતો કે સાડા પાંચ વાગ્યા પહેલા જો ઓફીસમાંથી ઉઠતો હોય તેએના દાદાનાજ સમ ! બસ સાહેબના બુટનો અવાજ સંભળાતો બંધ થયો કે આપણે પણ ખુરસીએથી ઉઠયાજ છઇએ ! તરતજ માથે ચકરડું ગોઠવ્યું એટલીજ વાર ! દોડધામ કરતાં કંઈ ચીજ વસ્તુ લેવી હોય તે લીધી ન લીધી ને ખાંધે પોટલુ

મારીને દોડયા સ્ટેશનપર ! પછી તો મારી પ્રિયામાં મન દોડતું, પણ તે કંઇ મારાથી મરજી મુજબ કરી શકાય તેમ નહોતુ. એ તો જ્યારે બાફનું વાહ્માન મને ત્યાં લઈ જાય ત્યારેજ તો, મને કંઈ પાંખે હતી. કે હું ત્યાં ઉડીને જાઉં. એવામાં જો વળી ઓફીસમાં મોડું થઇ જવાથી એકાદ ગાડી ચુકી ગયો હોઉં તો પછી મારી નિરાશાની હદજ રહેતી નહીં. બીજી ગાડી આવે ત્યાં સુધીમાં મારાથી જેમ તેમ ધીરજ ધારી શકાતી હતી. રોજ આમ થતાં મને તો પછી જવા આવવાનો એટલો બધો ત્રાસ ઉપજવા લાગ્યો કે હું મનમાં મરકી હજારો ગાળો આપતો હતો.

વાંચનાર, ટુંકમાં એટલુંજ કે અમારી પર્ણકુટીમાં નિવાસ કીધા પછી અમો રામ સીતાનું જોડું એક દીવસ આનંદે રહ્યું નહીં. એક દીવસ પ્રાતઃકાળે અમારા સીતાજી ઝુંપડાની બહાર બેઠી દાતણ કરતાં હતાં, એટલામાં હું પણ હાથમાં દાતણ લઈને નીકળ્યો. હજી હું તેણીના પાસે બેઠો નથી, એટલામાં તેણી ગાજી ઉઠી—"કેમ કાલે પણ તમને યાદ નજ રહ્યું ને ? હવે તો બાઈ હું તો હારી. અરરર. એમ કહોની કે, ગાડીનો વખત થઇ ગયો એટલે નહીં લવાયું. આજ ચાર ચાર

દીવસ થયાં મારૂં તો બુમો પાડીને કહેતા ગળુએ હુણી આવ્યુ, પણ તમારાથી એટલી સાકર અણાતી નથી. એટલું પણ શામાટે યાદ રહે? પોતાને પાન તંબાકુ વગર નથી ચાલતું તે લાવતાં કંઇ ભુલી જવાય છે? હવે આજે ચાહેમાં શું નાંખું? મારૂ કપાળ નાંખું?"

"મારે ચહા નથી પીવી પણ. પછી કંઈ છે? પણ નકામી મોટેથી બુમો પાડીને રસ્તો ન ગજાવ. અહીં કંઇ આપણું ઘર નથી કે કોઇ સાંભળનાર નથી. આસપાસના માણસો સાંભળશે તો શું કહેશે? કંઇ જરા વખત વિચારીને બોલતી જા." ઉઠતાં વારનેજ તેણીના મુખના સ્વરતી વચનો સાંભળી મને પણ જરા ગુસ્સો ચઢયો.

"પણ હવે તમને લાવવાનું કહું જ નહી—" સીતાએ છણકો કરી કહ્યું.

"હવે આજ જરૂર યાદ રાખીને લેતો આવીશ પછી કંઇ છે?" મેં શાંત પડીને જણાવ્યું. પણ મારી સીતાનો ગુસ્સો ઓર વધ્યો, ને છણકો કરી ઉઠતાં તે બોલી ઉઠી—"તે તમારે જોઇએ તો લાવજો. નહી લાવશો તો કંઇ મારૂં હાજરૂં ચાહે પીધા વગર ફાટી નથી જવાનું." આમ કહેતાં તેણી અંદર ચાલી ગઇ.

વાંચનાર, પ્રભાતના પહોરમાં આવું પરભાતી શું ગવાયાથી જેમ તેમ ખાધું ન ખધું. પણ સાકર લાવવાનું બરોબર યાદ રાખી હું આફીસ-માં ગયો. આખો દિવસ કામ કરતાં નીકળી ગયો તે જણાયો નહી, પણ સાંજ પડતાં ઘડી-આળમાં પાચ વાગવાના ટકોરો થતાં રોજના નિયમ મુજબ મારો જીવ ઉપર તળે થવા લાગ્યો, ને ક્યારે ને સાહેબ ઉઠે કે હું પણ રસ્તો માપું, એમ તલપાપડ થઇ રહ્યો, પણ સાકરબાઇને હું ભુલ્યો નહોતો. મારી આતુરતા જેમ વધતી ગઇ તેમ તેમ સાહેબ પણ કોણ જાણે શું દર લગાડીને બેઠેલા કે શું તે ઉઠેજ શાનો ? છેક સવા છ વાગે સાહેબ ધામે રહીને ઉઠ્યો, કે હું પણ તેની પાછળજ પાઘડું પટકાવી ઉઠ્યો, ને બજારગેટનો રસ્તો લીધો. પણ નકટાના લગ્ન આડાં સો વાઘન નડે. બજારગેટના રસ્તાપરની સઘળી દુકાનો બંધ થઇ ગઇ હતી. તપાસ કરતાં માલમ પડ્યું કે ત્યાંના સઘળા ગાંધીઓ બહારગામ રહેતા હોવા-થી સાડા પાચ છ વાગતાં તેઓ દુકાનો બંધ કરી જાય છે. બસ આપણે તો વિચારવમળમાં અથડાવા લાગ્યા. હવે કેમ કરવું ? તે કંઇ સુજે નહી. એક તો સાહેબના પાપમા આફીસમાંથી છુટ્યો

મોડો, ને દોડતો દોડતો બજારગેટ સુધી ગયો તો ધરમ ધક્કો માથે પડયો. હવે ધાર્યું કે "ભુલેશ્વરના ચકલામાં જાઉં, પણ ત્યાંથી દુકાનો ઉઘાડી હોય તો સારૂં, નહીંતો ત્યાં સુધી ફેરો ખાવો ફોગટ થશે." વળી એવો વિચાર આવ્યો કે "જો આજ સાકર નહી લઇ જાઉં તો ફકત મને કાલે ચાહા પીવાની નહી મળે એટલીજ અડચણ ભોગવવી પડે તો તે સહી શકાય. તેની તો કંઇ હરકત નહી, પણ આખી રાત સીતાજીનો રાગડો ચાલુ રહે, ને વળી સહવારના પહોરમાં પરમેશ્વરના નામને બદલે સાકરનું કકલાણ ચાલવા માંડે એ તે કેમ ખમાય ?" આમ વિચારી સાકર લઇ જવાનો ઠરાવ કરી હું બોરીબંદરના સ્ટેશન આગળ આવ્યો, ને કાલકાદેવીના ટ્રામવેના આવવાની રાહ જોતો ઉભો, પણ મારા નસીબમાં પગે ટીચાતા જવાનું લખેલું તે ટ્રામ પણ આવેજ શાની ? પાંચ દસ મીનીટ ઉભો રહીને કંટાળનાં મેં જોરથી ચાલવા માંડયું, ઉતાવળે ચાલતાં ઠોકરો ખાતાં જેમ તેમ મૂલેશ્વરની શાક મારકીટ આવી પહોંચ્યો. પણ હરી, હરી. આજ કોણ જાણે કે ઇ રાંડીરાંડના સુકને નીકળ્યો હતો કે શું તે આખા ભુલેશ્વરના ચકલામાં ગાંધીની એકે દુકાન ઉઘાડી હોયજ શાની ? "અરેરે,

હવે હાથ હલાવતાં ઘેર જવાનો વખત આવશે તો શું થશે? " એમ મનમાં ધારતી લાગી, ને ઉદાસ ચહેરે હું આગળ ચાલ્યો, એટલામાં પાંજરાપોળના નાકાપર એક દુકાન બંધ થતી મને દુરથી દેખાઇ. તરતજ મારા ચકરડા ઉપર હાથ મૂકી હું તો મુ-ઠીઓ વાળીને દોડયો, ને તે દુકાન બંધ થઇ જાય તે પહેલાં ત્યાં જઇ પહોંચ્યો. સારૂં નસીબે તેને ત્યાં સાકર હતી, એટલે મહીના દોઢોડ મહીનાની ખટપટ મટાડવા મેં એક મણ શાકર ખરીદી લીધી! પણ અઅ—બ—બ—બ! એક મણનો બોજો તે કોનાથી ઉચકાય?! પાંચ શેર બટેટા લઇને ઘેર ગયો હોઉં તો ત્રણ દીવસ સુધી હાથ સેકવો પડે, તો હવે એક મણ ભાર ઉંચકીને જાઉં તો મહીના દહાડા સુધી ખાટલોજ સેવવો પડે! પણ ત્યારે હવે મારે કરવું કેમ? ભાડાની વીકટોરીયા કરવાનો વિ-ચાર કીધો પણ ખીસામાં પઇસા જોઉં તો કોરા ચાર આના સીલક હતી, ને ગાડીવાળાને પુછ્યું તો બાર આના ને રૂપીયા શીવાય કોઇ વાતજ કરે નહીં! એટલે હેલકરી શોધવા માંડયો, પણ રાતનો વખત અને વળી રાંડ શંખણી મરકીની મોકાણ એટલે હેલકરી પણ ક્યાંથી મળે? બે પઇસાના ચાર પઇસા ને ચારના છ પઇસા સુધી આપવાનો

ને છેવટે ચાર આના પણ આપવા સુધી મેં હીંમત કરી પણ રસ્તામાં એક બે મળ્યા તે પણ છ ને આઠ આના વગર પોટલાને હાથજ શેના લગાડે ? ઝપ મારીને એક હાથમાંથી બીજા હાથમાં ને એક ખભેથી બીજે ખભે મુકતાં જેમ તેમ હું ચરની રોડના સ્ટેશન સુધી આવી પહુંચ્યો. સ્ટેશન પાસે આવતાં જોઉં છું તો ગાડી સ્ટેશનપર ઉભેલી જણાઈ, એટલે પછી પુછવુંજ શું ? હું ખાંધે સાકરનું પોટલું મારીને જોરથી દોડયો ! સ્ટેશનની પાયરી સુધી પહોંચ્યો તો ગાર્ડે સીટી વગાડી, ને એનજીને " કુ-ઉ-ઉ-ઉ " કરીને મોટેથી ચીસ પાડી ને હજી તો સામેના પ્લાટફોરમ ઉપર જવાનો અરધો દાદર હું ચડયો નથી, એટલામાં બાજુ બાજુએ " ભક-ભક " કરતાં ગાડીઓ ખેંચવા માંડી. ગાડીની ગતી વધવા માંડતાં મારા પગની ગતી મંદ થવા લાગી, ને લથુ લથુ પગલાં પડવા લાગ્યાં. હવે ખભાપરનો સાકરનો બોજો પણ ભારે જણાવા લાગ્યો, અને અરધો દાદર ઓળંગવો પણ મહાભારત થઈ પડયો જેમ તેમ સામી બાજુનો દાદર ઉતરી સાકરની કોથળીને એક બાંક ઉપર મુકી હાંફતો હાંફતો ટાઈમ ટેબલ પાસે ગયો, ને ચસમા ચડાવીને જોયું તો હવે

પછી સ્હાડા નવ વાગતાની ગાડી! બસ, હું તો ઠંડોગારજ થઇ ગયો. મરકીને મનમાં હજારો ગાળો દેતો હું બાંકડા ઉપર બેઠો. હજી ત્યાં મને બેઠાને થોડો વખત થયો નથી, અને દોડીને આ-વવાથી ચઢેલો થાક ઉતર્યો નથી, એટલામાં રેલ્વેના એક સીપાઈએ મારી પાસે આવીને મને પુછ્યું—" શેક આપકી ટીકીટ કહાં હય? "

" હમારી તો પાસ હય." મેં જવાબ આપ્યો.

" અચ્છા. તુમ અભી ટેસનકી બહાર ખડા રહો."

"કાયકે માટે? " મેં અજાયબી સાથે પુછ્યું.

" બસ, અભી યહાં બયઠનેકા હુકુમ નહીં હય, પીછે આના." સીપાઇએ જણાવ્યું.

"હવાલદાર, હમકુ બેઠવા આપો તો ઠીક. એ અમારા પોટલા ઉઠાકે હમકુ તીદર જાના પડેગા. તુમ તો સમજુ હો." મેં કાલાવાલા કરતાં કહ્યું.

" તુમ ખાલી સોર મત ખાઓ. ચલો, જલદી ઉઠકે બહાર જાઓ, નહીં તો હાથ પકડકે લે ચલના પડેગા." સીપાઇ સહેજ તપી જઈ બોલ્યો.

ઠીક, યા નસીબ કરમમાં એ વિટંબણા ભોગવવી બાકી રહી હતી તે ભોગવેજ છુટકો. ફરી

સાકરનું પોટલું માથું ખભે, ને સ્ટેશનનો દાદર ઓળંગી બબડતો ફફડતો પાછો બહાર રસ્તાપર આવ્યો ને એક કોરાણે ખભાપરનો બોજો મુકી બેઠો. મેલ ટ્રેન વિદાય થઇ ગઇ, એટલે વળી પાછો સાકરની કોથળી ઉચકીને સ્ટેશનમાં દાખલ થયો, ને ગાડી આવવાની આતુરતાથી રાહ જોતો બાંકડાપર બેઠો. કેટલીક વારે પાછો ઘંટ થયો ને "ભક-ભક" કરતી ગાડી આવી ઉભી, એટલે સાકરબાઇને એક ખાલી ડબામાં પધરાવી તેમાં હું પણ ગોઠવાયો. હવે મારૂં મન મારી સીતા તરફ ખેંચાયું, એટલામાં વાંદરાનું સ્ટેશન આવી પહોંચ્યું, એટલે પ્લેગ કમીટીના ડાકટરોએ એક એક ડબો ઉઘડાવીને ઉતારૂઓની તપાસ કરવા માંડી. આ તપાસ માટે પાએક કલાક ટ્રેન ખોટી થયા પછી ઉપડી, ને અગીઆરેક વાગ્યાને સુમારે આપણી સ્વારી ગાડીમાંથી ઉતરી. જ્યાં મુંબઇ સરખા ભવ્ય શહેરમાં પણ મજુરોની મારામાર ત્યાં વળી આ ગામડાનાં સ્ટેશનપર મજુર મળે, એમ સ્વપ્ને પણ બને! વળી સાકરનું પોટલું માથું ખાંધે ને હું સ્ટેશનની બહાર નીકળ્યો, ને મારા ઝુપડાનો રસ્તો લીધો. તે રસ્તો કેવો? કંઇ આપણા મુંબઇ સરખો બાંધેલો નહીં હો. લોકોની ઉપજીવિકા માટે બળ-

દોએ હળ ખેડીને તઇયાર કીધેલોજ સમજવો. ખેતરોમાંથી ચાલીને જવાનો નજીક પડતો રસ્તો મેં રોજને માટે નકી કરી રાખેલો હતો, પણ તે દીવસે એક તો પહોંચ્યોજ મોડો, એટલે અરધી રાત તો થવા આવી હતી, અને તેમાં વળી વદ તેરસનો દીવસ હતો એટલે ચાંદરણું તે ક્યાંથીજ હોય ? સઘળે અંધારૂ ઘોર જણાતું હતું, તેમાં વળી હું કંટાળી ગયો હતો અને સાથે પેટમાં પણ ભૂખથી દેડધામ ચાલી રહી હતી, એટલે બહાવરો સરખો ખભે કોથળી ચ્હડાવી ખેતરમાં અથડાતા કુટાતાં મેં રસ્તો માપવા માંડયો. આ વખતે મને મનમાં એવું થઇ આવ્યું કે " ઘેર ગઈ એ રાંડ ચાહ પીવાની એ ડાકણીએ મને આટલો બધો વશ કરી લીધો ન હોત તો આ સાકરનો ઉંચકવો પડત, ને આટલી વિટંબણા સહેવીએ પડત ? " રસ્તો ખાડા ખબચાવાળો હોવાથી સાકરનો ભાર ઉંચકી ચાલવું મને એટલું ભારે થઇ પડયું કે ન પુછો વાત. સાકરનું વજન પણ જાણે વધી ગયું હોય, એવું લાગવા માંડયુ. વળી એ સાથે ઝુંપડામાં પહોંચતાં મને આવવાનો વખત થઇ ગયો તેથી મારી સીતા પણ મને કોણ જાણે કેટલા બોલો સંભળાવશે, એની મનમાં ધા-

સ્ની ; પેહેલી તે માગથી તો ચાલી શકાયજ નહીં, તોપણ ઠોકરે ખાતો ખાતો જેમ તેમ કરીને હું થોડેક તો ચાલ્યો પણ અરેરે! દઈવ મને સીધો પાધરો કેમ ચાલવા આપે. ચાલતાં ચાલતાં અંધારાને લીધે ન દેખાવાથી એક મ્હોટા ટેકરા સાથે હું અથડાઈને એક ગોલાંટ ખાઈ પડી ગયો. અરે, પડ્યો તો ખરો, પણ તેથી ફજેતી થઈ. મારૂં ચકરડું માથાપરથી ઉડી જઈ એક બાજુ ગબડી ગયું તો, બીજી તરફ પગમાંના ટપુસીબાદાસજી નાસી ગયાં, ને સાકરબીબી પણ એક બાજુએ સરી ગયાં ઝુંપડામાં જલદી પહોંચવાના આતુરતામાં ફોડબામ કરી તેનું આ પરિણામ ભોગવવું પડ્યું. વળી હું ઉઠ્યો, ને શરિરે વળગેલી ધુળ ઝાટકી નાંખી. પાઘડી જોડા શોધતાં પા એક કલાક સહેજમાં નીકળી ગયો, એટલામાં સાકરનું પોટલું પણ હાથ લાગ્યું. વળી સઘળા પોતપોતાને સ્થાને ગોઠવી મેં ઝુંપડાનો રસ્તો લીધો, ને અમારા ઝુંપડાઓ આગળ આવી પહોંચ્યો, પણ ઓય કરમ! સઘળાં ઝુંપડાઓ હમુઢાંકણ થઈ ગયાં હતાં, ને કયાંય પણ દીવનો ઉજાસ જણાતો નહોતો, એટલે આટલા બધા ઝુંપડાઓમાંથી મારૂં ઝુંપડું કયું, તે કંઈ સુજે નહીં, એની મોટી મુઝવણ પડી.

બધાં ઝુંપડાં સરખાંજ જણાતાં હતાં, એટલે હવે મારૂં ઝુંપડું તે કેમ ઓળખી કહાડવું? તેમાં વળી રાત અંધારી હતી એટલે એક એક ઝુંપડા આગળ જઇને અંદર ડોકીયું કરીને જોયાં શિવાય કંઇ અમારાં ઝુંપડાની ખબર પડે તેમ નહતું ? દરેક ઝુંપડાનું બારણું ખખડાવી જોઉં કે અહીંયાજ ઉભો રહી મારી પ્રિયાને "સીતા સીતા" એમ દરેક ઝુંપડાં આગળ જઇ મોટેથી બુમ પાડું. અરે વાહવા ! મને પણ કેવો વિચાર સુઝયો. વહુનું નામ તે દેવાય કે ? પણ ત્યારે આટલી વાર મેં શું કીધું ? વાંચનાર ! તમો આગળ મારી વહુનું નામ દીધું તે માટે મારી મશ્કરી તો કરશો નહીં ને ? જો કરો તો તમને મારા દાદાનાજ સોગન છે, શું સમજ્યા ? ને જો મશ્કરી કરશો તો હું પણ તમો સઘળાની મશ્કરી કરીશ; કેમકે તમે પણ શું પોતપોતાની વહુના નામ નહીં દેતા હો શું ? અરે, દહાડામાં હજાર ને લાખવાર મનમાં તમારા હૃદયની રમણીના નામનું રટણ કરતાજ હશો. ત્યારે મનમાં નામ દેવું ને મોઢે નામ દેવું એ બધું એકનું એકજ હોં કે. તોપણ મને તો આ વખતે મારી પ્રિયાનું નામ દેતાં શરમ લાગી આમ કંઇ અમુક રસ્તો ન સુઝવાથી કેટલીક વાર

સુધી સ્તબ્ધ થઇ ઉભોજ રહી ગયો. આખરે કંઇ નીશ્ચય ઉપર ન આવતાં હું વળી થોડેક આગળ ચાલ્યો તો એક ઝુંપડાનો દરવાજો થોડો ઉઘડેલો જણાયો. "અહાહા. આટલી મોડી રાતે તે મારી પ્રિયા વગર બીજું તે કોણ દરવાજો ખુલો રાખીને મારી રાહ જોતી બેઠી હશે. બસ એજ મારૂ ઝુંપડું" આવા વિચાર મારા મનમાં આવતાં તે ઝુંપડાના દરવાજો પાસે જઇ મેં "સીતા વહાલી." એમ ધીમે અવાજે બુમ મારી, પણ કોઇએ જવાબ આપ્યો નહીં. આથી મેં ધાર્યું કે "મારી વાટ જોતી બિચારી મારી સીતાને નિદ્રા આવી ગઇ હશે. આમ ધારી સાકરનું બોચકું દરવાજા આગળ મુકી હું ધીમેથી અંદર દાખલ થયો તો પગે ખાટલો અથડાયો. "બસ, એ અમારોજ ખાટલો." એમ મનમાં ખાતરી થતાં હું ધીમેથી ખાટલા ઉપર હાથ ફેરવવા લાગ્યો, ને હજી તો હાથ ફેરવ્યો ન ફેરવ્યો એટલામાં "ઓય માડી રેએ એ. ચોર, ચોર આવો, આવો." એમ ખાટલાપર સુતેલુ માણસ મ્હોટે અવાજે બુમ પાડી ઉઠયું અરે. આ અવાજ મારી સીતાનો નહી. આ તો હું બીજાના ઝુંપડામાં ઘુસી ગયો હતો. વાંચનાર ! હવે મારા ગભરાટનો શો પાર? મારા ટાંટીયા તો લપુલપુ થવા લાગ્યા, ને પરસેવાથી આ-

ખું શરીર ભીંજાઇ ગયું, ને હું થરથર કંપવા લાગ્યો. હવે કેમ કરવું તે કંઇ સુઝયું નહીં, એટલામાં તો પેલા ખાટલાપર સુતેલી સ્ત્રી વળી મ્હોટેથી બુમ પાડી ઉઠી—"અરે કોઇ આવો રેએએ. ભાઇ ઉઠો ઉઠો. ચોર, ચોર." તરતજ ઝુંપડાની અંદરનું બારણું ઉઘડતું હોય એમ જણાયું, એટલે ગભરાટનો મારયો હું તો એકદમ ઝુંપડાની બહાર આવ્યો ને મારી સાકરનું પોટલું ઉચકતાંને વારજ ખુબ જોરથી દોડયો. ઝુંપડાની પાછળથી બીજાની બાજુએ અને બીજાની પાછળથી ત્રીજાની આગળ એમ ઝુંપડાઓની આસપાસ હું દોડયો જતો હતો એટલામાં શીવ, શીવ, શીવ, ખાળ કુંડીનું પાણી જવા માટે એક ખાડો બનાવ્યો હતો તેમાં ધબ દઇપ ગબડી પડયો. અરે, તેમાંનું પંચામૃતનું પાણી જાતે મને ભેટવાને બહુ ઉત્સુક હોય તેમ આનંદથી ઉછાળો મારીને છેક મારા ચકરડા સુધી પહોંચી ગયું. હું તો ખગડાયો તે ઠીક, પણ જોરથી દોડવાથી મારો દમ આખર આવી રહયો હતો અને હાંફતો હાંફતો હું દોડતો હતો એટલે મારા ઉઘાડા રહેલા મ્હોડામા પણ થોડુંક પાણી ઘુસી ગયું. હાય. હાય. કપડાં ને એઠવાડ માજવાથી તથા ન્હાવાથી ભરાયલાં મેલાં પાણીનો આ ખાડો હતો, એમ મને ત્યારેજ ખબર પડી

ને "થુથુ" કરી હું થુકવા લાગયો. પણ એટલું ઠીક થયું કે પડવાના આચકાથી માથાપરનું પાઘડું ઉડીને દુર ગબડી ગયું બાકી સઘળાં કપડાંઓએ તો પંચામૃતના પાણીનું ખુબ પાન કરી લીધું ને ટપુરીયાંદાસ તો છેક તળીયે કાદવમાંજ ઘુસી ગયા અરે, એ બધી માટે મને કંઇજ લાગયું નહી, પણ પેલી સાકરબાઇની શી હાલત થઇ? જેને માટે આટલી બધી વિટંબણા સહન કરી. જેને કાળજીથી ખભ.પર ઊંચકીને આટલે લાંબે સુધી લઇ આવ્યો. અરે, જેને લીધે ઝુપડાંનો ઘોટાળો થવાથી આ પચામૃતના ભરેલા સુગંધીત કુંડમાં સ્નાન કરવાને હું ભાગ્યશાળી થયો, તે હીરાકણી માફક ચમકનારાં બાબી સાહેબ તે સમયે કયાં ગોઠવયાં હતાં? જેવો હું ઊપલા કુડમાં પડયે તેવુંજ સાકરનું પોટલું છુટી ગયું ને કોથળી ફાટી પડતાં મ્હેં ઘણીએ ના પાડી તે છતાં પણ પેલા પંચામૃતનાં પાણીમાં મીઠાશની ખોટ હતી તે સાકરબાઈએ પુર્ણ કરી દીધી. બસ, મ્હારી સઘળી મહેનત ફોકટ ગઇ. પણ હવે શું કરવું? ખેર, પાનસિબ. હવે ગઇ વસ્તુની આશા કેવી. જ્યાં વાલામુઈ મરકીએ હજારો કાજગરા જીવોને ભોગ લઇ બાર તેમાંથી અસંખય માણુસોને હંમેશના દુઃખના દરીયામાં ડુબાડી દીધાં. ત્યાં મ્હારી સાકર માટે તે

જ્યારે શું સંતાપ કરવો. હું ધાભગે ધાભરો ખાડા-માંથી બહાર નીકળ્યો, દોડી દોડીને થાકી ગયો હતો એટલે હવે એમ દોડવા કરતાં અંધારામાં કોઇ ઠેકાણે છુપાઈ રહેવાનું મને ઠીક લાગ્યું, એટલામાં તો ત્યાં મોટો શોર મચી રહ્યો. ત્યાંના દરેક ઝુપડામાંથી પુરૂષો હાથમાં લાકડીઓ અને દીવાઓ લઇને નીકળી પડયા પછી મારા ગભરાટની શી હદ ? ! ” ચોરને શોધીને યોગ્ય મેથીપાક જમાડવાને નીકળી પડેલું લશકર કદાચ હું ભરાઇબેઠો હતો ત્યાં આવી પહોંચશે તો મારી શી હાલત થશે. અરેરે, મને મારી મારીને મારો બોરકુટોજ કહાડી નાંખશે.

મારા મનમાં આવો ભય ભરાતાં મારૂં આખું શરિર થરથર કંપવા લાગ્યું. હાથ પગ તદન સુનમુન થઇ ગયાં ને જાણે મને તહાડીયો તાવજ ચહડી આવ્યો હોય ને જાણે તોપનો મોટો ગોળો સુસવાટ કરતો મારી છાતીએ આવીને ચોંટયો હોયની શું. આવી હાલતમાં હું ઝુંપડાના દરવાજા આગળ ઉભો હતો એટલામાં તે દરવાજો ઉઘડયો. આથી હું તદન લેવાઇજ ગયો, ને નકી જાણ્યું કે હવે મારૂં આવીજ બન્યું. મને એવો ધાસ્કો લાગ્યો કે બેસુધ થઇને પડી જતો હતો. એટલામાં પેલો દરવાજો ઉઘાડીને એક સ્ત્રી બહાર આવી બોલી ઉઠી-” ઓય બાઇ, આવડી

મોડી રાતે આ શી ગડબડ ! અરે હવે કેમ કરવું ? હું એ ઘરમાં એકલી."

આ અવાજ મેં તરતજ ઓળખી કહાડયો. તે ખરેખર, મારી સીતાનોજ અવાજ હતો. "બસ એજ અમારૂં ઝુંપડું" એમ મારી ખાત્રી થતાં હું એકદમ અંદર ઘુસ્યો અને અંદર દાખલ થતો જોઇ અંધારાને લીધે તેમજ પેલા પંચામૃતના સ્નાનથી મારી વિચિત્ર આકૃતિ બનેલી હતી તેને લીધો ન ઓળખવાથી મારી સીતાએ ગભરાઇને મોટે અવાજે બુમ પડી—"અરે, કોઇ આવો, આવો ! અહીં–ચોર–ચોર !" તેણીને વધુ બુમ પાડતી અટકાવવા હું ઉતાવળે બોલી ઉઠયો–"અરે, ગભરા નહીં. કોઇ ચોર નથી. એ તો હું છું. તારો પતી રામલાલ. આમ મોટેથી બુમ ન પાડ સીતા." સીતાએ અવાજ ઓળખ્યો ખરો, પણ પોતાની ખાત્રી કરવા ઝટ દઇને દીવો સળગાવ્યો તો શું જોયું ? હોળીના ધુળ પડવાને દહાડે કાદવ કીચડથી ખરડાયલા સરખો મારો અવતાર. બસ, પછી તેના હસવાનો પારજ રહયો નહી, અને તેણી પેટ દાબી દાબીને હસવા લાગી.

"અરે, તું તારે જોઇએ તેટલુ હસ્યા કરજે પણ મને પહેલાં કપડાં બદલવા દે. જરા પાણીથી આ બધું ધોઇ નાંખવા તો દે." મેં શરમાઇ જઇને કહ્યું, પણ

મારી સીતાથી તો હસવું કેમે કરી રોકી શકાય જ નહીં.

વાંચનાર મારી પૂરી ફજેતી થવાની હજી બાકી હતી તે કંઇ થયા વગર રહે ? ક્ષણ વારમાં તો કોઈ હાથમાં દીવો લઇને તો કોઇ લાકડી, તો કોઇ લુગડાં સુકવવાના બાગ્યું તો કોઇ કપડાં ધોવાના સાબેલાં તો એક બે અલમસ્ત સરખાં પુરુષો તો ભીમસેનજીની ગદા સરખા મુસળ લઇને, આસરે બસેક માણસો જાણે ધરોડો પાડવા આવેલા ચોરોના ટોળાને નહસાડવાને આવ્યા હોય તેમ મારી સીતાની બુમો સાંભળી બુમો પાડતા અમારા ઝુપડા આગળ દોડતા આવી પહોંચ્યા, ને દરવાજા આગળ આવી અટક્યા. આ હથીઆર બંધ લશ્કરને જોતાંજ મારો તો જીવજ ઉડી ગયો, ને ગભરાટમાં "એય બાપલીઆ રેએએએ." એમ બુમ પાડી ઉઠતાં મે બે હાથે મારૂં મોં ઢાંકી દીધું.

મારી સીતા પણ હવે ગભરાઇ ગઇ, ને તેણીનું આખું શરીર પરસેવાથી ભીંજાઇ ગયું, પણ હિંમત ન છોડતાં તેણીએ તેમને કહ્યું—" અરે અહીં તો કોઇ પારકું નથી." આ સાંભળી તે લશ્કરમાંથી એક જણ મારી પાસે આવી પોતાના હાથમાંના ફાન-

અને પ્રકાશ મારાપર નાંખી બોલી ઉઠયો—"અરે આ તે કોણ ?" એટલે બીજો બોલી ઉઠયો-" આ તો રામલાલ ભાઈ."

એટલે ત્રીજાએ વળી ટાપસી પુરી "અરેરે ! આ તો હોળીના હોળઈઆનો વેષ લીધેલો જણાય છે ને આ તે શું કહેવાય ?"

વળી એક ચોથા ડાહ્યા અને સમજુને મ્હારી દયા આવવાથી સબગાઓને વારતાં તેણે જણાવ્યું-"અરે, ભાઇઓ મુંગા રહો મુંગા. આમ નકામી મશ્કરી શું કરો છો ? આપણા બીચારા રામલાલને શું થયું તે તો પુછો. પુછવાનું કાહાડી દઈને તમને મશ્કરી કરવાનું કેમ સુઝે છે ?" આમ કહેતાં મ્હારી પાસે આવી મ્હારાં મ્હોં ઉપર ઢાંકેલા હાથ ખેંચી મ્હને સઘળી હકીકત પુછવા લાગ્યો.

આથી મ્હને પણ કંઇ ધીરજ આવી ને શું થયું છે તે જણાવું તે પહેલાં મ્હારૂં મ્હોં તથા શરીર સાફ ધોઇ, કપડાં બદલી હું સહજ સ્વસ્થ થયો પછી તે દીવસે ઓરીમમાંથી પછી તે વખત સુધીની ઉપરોક્ત હકીકત મ્હેં સર્વને કહી સંભળાવી.

હું મ્હારી હકીકત કહેતો હતો તે સમયે વચ્ચે વચ્ચે મારૂં આખ્યાન સાંભળનારાઓમાંથી "હી-

હી-હી" ને "અહહાહા" ના સુર પણ મળી જતા પરંતુ મારી કથાના અંતમાં "અચ્યુતમ કેશવં" થતાં સઘળા ખડખડ હસી પડયા, ને પાંચ મીનીટ સુધી પેટ દાબીને ખુબ હસ્યા, એટલામાં લોકોના ટોળામાંથી રમણ નામનો મારો એક મશ્કરો મિત્ર સહુની આગળ આવીને બોલી ઉઠયો–"અરે ભાઇઓ. એમ નહી–એમ નહીં. જુઓ આપણા રામાયણમાં રામને કૃષ્ણ સ્વરૂપ વર્ણવ્યા છે, ને આપણા આ રામ તો ગોરા છે, એટલે સીતા ભાભીને ગમ્યાં નહીં હોય, એટલે આ પચમુખમાં ડુબકી કાળા થઇ આવ્યા હશે."

આ સાંભળતાં સઘળાના હસવાનો પાર જ રહયો નહીં, ને મોટેથી હસતા હસતા સઘળા પોત પોતાનાં ઝુંપડામાં ચાલ્યા ગયા. ટુંકમાં તે સમયે તે ઝુપડાઓનું ન્હેનું નાનું સરખુ ગામડું હાસ્ય રસથી પરિપૂર્ણ ભરાઈ ગયું મારી સીતાનું પણ હસી હસીને પેટ દુખી આવ્યુ ફક્ત મને બહુ ખરાબ લાગ્યું. પણ તેનું કેમ કરવું ? સઘળાઓનાં જવા પછી પાણી ગરમ મૂકાવી હુ સાબુ ચોળીને ન્હાયો, એટલે સીતાએ મને ભોજન કરવાનું કહ્યું, પણ મારી ભુખજ મરી ગઈ હતી, એટલે જમવાની ના પાડી, થાકી ગયો હતો એટલે હુ બીછાને પડયો. સીતાની હાસ્ય

ઉર્મિ શાંત પડતાં તેણીએ મારી સમીપ આવી અન-હદ સ્નેહથી કહ્યું—“ વહાલા ! તમને ગમે તો ચાલો કાલે સહવારેજ મુંબઇ રહેવા જઇએ. મારે લીધે આજ તમારા જીવને આટલા બધો સંતાપ સહેવો પડયો, અને ચાર માણસોમાં વળી ફજેતી થઇ તે માટે મને માફ કરશો.”

અહાહાહા ! વાંચનાર, સુસ્વભાવવાળી સુંદર રમણી રતી સરખી પ્રિયાએ ક્ષમા માગ્યા પછી અને તેણીના મુખમાંથી પ્રીતિ પુષ્પના સુગંધમય રજકણો સરખા હૃદયને શીતળતા પમાડે એવા મધુર વચનો કાને પડતાં કયો પુરૂષ તે વખત પોતાનું દુખ વીસરી જવા વગર રહે ? બસ ! તું પણ મારી થયલી સઘળી ફજેતી તદન વીસરી ગયો. અહાહા ! મારી સીતાની પ્રેમોદગારના વચનોએ મારા અંતકરણમાં એટલી બધી શીતલતા પ્રસારી દીધી કે મારો થાક પણ તદન ઉતરી ગયો, ને હું મારી પ્રિયાને અનહદ સ્નેહથી આ-લિંગન દઇ બોલ્યો—“ વહાલી, તું મનમાં કંઇ માઠું લગાડીશ નહીં. થયું તે થઇ ગયું. એમાં ત્હારો દોષ કંઇ નથી. તારા સરખી પ્રેમાળ પત્નિ મને બીજી મ-ળશેજ નહીં. ફક્ત તું કોઇ કોઇવાર જરા હઠ કર છે, એ તારી હઠીલાઇ છોડી દે જે. હજી મુંબઇમાં મરકી નરમ પડી નથી એટલે હવે હમણાં તો થોડા

દિવસ અહીંજ રહીશું, સમજીને? અને હવે કંઈ ચીજ લાવવાની હશે તો ઓફીસના સીપાઇ પાસે મંગાવી તેને પણ સાથે લાવતો જઈશ, કેમ ઠીકને વહાલી?" આમ કહી મેં તેણીના કોમળ કપોળ ઉપર પ્રેમની ઓષ્ઠિકા લીધી.

વાંચનાર! એ રાત્રી તો પછી પસાર થઇ ગઇ પણ બીજે દીવસેથી મારી હાલત ઘણી કઢગી થઇ પડી રાત્રીના બનાવની જેમને ખબર નહોતી પડી, તેમના જાણવામાં પણ એ વાત ધીમે ધીમે આવી ગઈ અને કેટલાક તો એ વિશે મને પૂછવા માંડયા આમાં કેટલા કની મતલબ ખાસ મારી મઝાક મશ્કરી કરવાની હતી, અને કેટલાક તો ભલા બીચારા સહજ જાણવાને પુછતા હતા. પણ તેમને જવાબ આપવો મને બહુ ભારે થઇ પડયો, અને લોકોમાં મોં દેખાડવું પણ મને ભારી લાગ્યું પણ શુ કરવું? લાચાર! કંઇ હોફીસ જવા વગર ચાલે તેમ હતું તેમ જવું પણ આગગાડી મા એટલે બધા મારા મિત્ર પણ સાથેજ હોય એટલે નકામો વખત કહાડવા પણ મારી ફજેતીનીજ વાત ચીત ચાલતી.

આમ થોડા દિવસ નવરાઓની વારતાઓનો હુંજ વિષય થઈ પડયો, પણ સમય જતા તે ધીમે ધીમે ભુલા જવાવા લાગ્યું અને કેટલેક દિવસે મારી ફજેતીના ફાળકાની વાત જુની થતાં થતાં તદન વીસરાઈ ગઇ.

